# આગગાડીમાં સંવાદ.



સ્વરાજ્ય એ મ્હારો જન્મસિદ્ધ હક છે અને તે મ્હને જોઈએ છે.

'તિલક.'

---

ભાષાંતર કર્તા,

## તાપીદાસ દુર્લભદાસ સંઘવી.

---

પ્રકાશક,

ઈંડીયન હોમરુલ લીગ, ગીરગામ—મુંબાઈ.

---

ઈંદુપ્રકાશ ઇલેક્ટ્રીક પ્રેસ—મુંબાઈ.

---

કીંમત અર્ધો આનો.

" અસંતોષ અને અરાજનિષ્ઠાનું નિવારણ કરવા અર્થે સ્વાતંત્ર્ય એ સર્વોત્તમ ઔષધ છે."

( માજી વડા પ્રધાન મી. એસક્વિથ. ).

" સુરાજ્ય તે સ્વરાજ્ય ની અવેજીમાં કદિપણ ચાલી શકે નહીં."

( સર હેનરી કેમ્પબેલ બેનરમેન ).

'સ્વરાજ્ય વિના સુરાજ્ય હોઇ શકે નહીં."

( સુરેન્દ્રનાથ બેનરજી ).

" આ કંઇ તમને સ્વરાજ્ય "આપવાનો" પ્રશ્ન નથી પરંતુ તમારે સ્વરાજ્ય "લેવાનો" પ્રશ્ન છે."

( દાદાભાઈ નવરોઝજી. )

" એક પ્રજા જ્યારે સ્વતંત્રતા લેવાને તૈયાર હોય, જે લેવાનો તેને હક્ક છે, ત્યારે તેને સ્વતંત્રતા લેવાની મના કરી શકાય નહીં.

( એની બેસન્ટ. )

" હિંદુસ્થાન આશા રાખેછે કે પ્રત્યેક મનુષ્ય પોતાનું કર્તવ્ય બજાવશે."

# આગગાડીમાં સંવાદ



લખનૌ ખાતેની સંયુક્ત રાષ્ટ્રિય પરિષદમાં સ્વરાજ્યની માગણી નિશ્ચિત થવાની હોવાથી તેના અધિવેશન ( બેઠક ) પ્રત્યે માત્ર પ્રજાપક્ષનુજ નહીં પરંતુ અધિકારીવર્ગનું પણ લક્ષ લાગી રહ્યું હતું. આવા સંજોગમાં આવું અપૂર્વ પર્વ નિષ્ફળ જવા દેવું અમારે અશકય હતું. શિવાય રાષ્ટ્રિય પરિષદના નિમિત્તે સંયુક્ત પ્રાંતમાંનાં અયોધ્યા, કાશી, પ્રયાગ, મથુરા જેવાં પવિત્ર ક્ષેત્રો તથા દિલ્હી આગ્રા વિગેરે ઐતિહાસીક સ્થળો સહજ જોવાશે એવો વિચાર કરીને અમે પાંચ વકીલ અને બે વ્યાપારી એવા સાત આસામી કૉંગ્રેસ સ્પેશલમાં લખનૌ ગયા. તત્રે ૧ લી જાન્યુઆરી પર્યંત રહી તે પછીનું અઠવાડીયું યાત્રામાં ગાળવાનો અમારો ઇરાદો હતો; પરંતુ દુર્દૈવે કંઇ અનપેક્ષિત અને જરૂરી કામનો તાર આવ્યાથી મહા કષ્ટથી શુક્રવાર તા. ૨૯ મી ડીસેમ્બરને દિને સાયંકાળે મ્હેં મિત્રમંડળીની રજા લીધી. રાષ્ટ્રિયસભાની છેલ્લી બેઠકમાં હું હાજર રહી શકત; પરંતુ શ્રીકૃષ્ણના પગની રજથી અને તેમના પુણ્યપ્રતાપથી પુનીત થયેલા મથુરા-વૃન્દાવન જોવાની ઇચ્છા ન દાબી શકવાથી હોમરૂલનો ઠરાવ થયાની સાથેજ હું મથુરા ગયો. અને શનિવારે પ્રભાતે બે-અઢી કલાકના અવકાશમાં કૃષ્ણના ચરિત્રનું સ્મરણ કરાવનાર વિવિધ સ્થાનનું માનપૂર્વક અવલોકન કરી સવાદશ વાગે પંજાબ મેલમાં બેઠો. હું નિત્ય બીજા વર્ગમાં પ્રવાસ કરતો હોવાથી ગર્દીનો ઉપદ્રવ થવાનો વધારે સંભવ નહીં હતો. મ્હારા ડબામાં માત્ર એકજ સાહેબ મુસાફર હતો. સાહેબનું વય આશરે ચાલીશનું હતું. તેમની મુખમુદ્રા બુદ્ધિમતાદર્શક, કંઇક આનંદી અને ઉગ્ર હતી. તેમની દૃષ્ટિ તીક્ષ્ણ અને ભેદક હતી. ગાડી ચાલુ થયા પછી હાથમાનું પાયોનિયર પત્ર વાંચવામાં તે લીન થઇ ગયા અને હું સ્વસ્થ બેસીને સૃષ્ટિ-સૌંદર્ય જોતો હતો. આશરે અર્ધા કલાક પછી તેમણે પોતાનું વાંચન પૂર્ણ કર્યું અને પત્રની ઘડી વાળીને મ્હારી સામે ધર્યું; પરંતુ પ્રત્યક્ષ લડાઇ કરી આવેલા યોધ્ધાને વર્તમાનપત્રની હકીકત શું સારી લાગે ? ત્યારે તેમના પ્રશ્નને મ્હેં આભારપૂર્વક ' નહીં જોઇએ ' એવું ઉત્તર આપી કારણનું પણ નિવેદન કર્યું. મ્હારા ઉત્તરથી તેમને ઘણો આનંદ થયો અને તે તેમણે

યથોચિત વ્યક્ત પણ કર્યો. તે પછી તેમના અને મ્હારા વચ્ચે જે સંવાદ થયો તે ઘણો મનોરંજક હોવાથી તે વાચકવર્ગ માટે અત્રે આપવાનું યોજ્યું છે.

**સાહેબ:**—આપ હોમરૂલર–સ્વરાજ્યવાદી છો કે ?

**હું:**—હા.

**સાહેબ:**—ત્યારે તો ઘણું સારૂં ? આપને હોમરૂલ અને એકંદર રાજકીય પરિસ્થિતીસંબંધી ખુલ્લા મનથી કંઇ પ્રશ્નો પુછું તો ચાલશે કે ?

**હું:**—હા, હા, ચાલશે; તેમાં શું થયું ? આપના પ્રશ્નના યથામતિ ઉત્તર હું મ્હોટા આનંદથી આપીશ. માત્ર પ્રશ્ન પુછવામાં જે છુટ તેજ ઉત્તર આપવામાં પણ જોઇએ. નહીતો શિષ્ટાચારના મ્હોટા વજન હેઠળ મ્હારૂં સ્પષ્ટવક્તાપણું આપ દાબી દેવા લાગશો.

**સાહેબ:**—તેની ફીકર નહી. અમને ઇંગ્રેજ લોકોને સત્ય અને સ્પષ્ટ બોલનારાજ લોકો ગમે છે. પરંતુ બ્હીકણ હિંદી લોકોમાં એ ગુણ છે કયાં !

**હું:**—( રોષથી ) આ માત્ર ખાસો ન્યાય ! સ્પષ્ટ બોલીએ તો અમે રાજદ્રોહી ઠરીએં, ન બોલીએ તો ભિરુતાની છાપ પડે ।

એ રીતે મૃદંગ પ્રમાણે બન્ને તરફથી માર છેજ. લેફ્ટનંટ ગવર્નર સર જેમ્સ મેસ્ટને કૉંગ્રેસને ચેતવણી આપી એ વાત આપને વિદિત નથી શું ?

**સાહેબ:**—( નિરુત્તર થઇને ) ભલે તે હશે; પણ તમે હિંદી લોક પાત્રતા ન હોવા છતાં સ્વરાજ્ય શામાટે માગોછો ? સ્વરાજ્યને તમે જો લાયક હતા તો સો દોઢસો વર્ષ પૂર્વે તમે પોતાના સ્વાતંત્ર્યનું પરકીય લોકોને હરણ કેમ કરવા દીધું !

**હું:**—વાહ ! એકવાર પરતંત્ર થયેલા દેશે નિરંતર દાસ્યમાં રહેવું જોઇએ એ જુલમ નથી શું ! સ્વરાજ્ય ચલાવવાની લાયકી યદૃચ્છાથી નષ્ટ થઇ કિંવા પ્રબલતર શત્રુની આગળ લુપ્તપ્રાય થઈ, તો તે પુનઃ કયારે પણ ઉદિત થઇ શકતી નથી, એ શા ઉપરથી ! તેમ હોત તો મુસલમાની અમલતળે ત્રણસો વર્ષ રહેલું મહારાષ્ટ્ર શિવાજીમહારાજાના નેતૃત્વ હેઠળ સ્વતંત્ર થાત કે ! સાહેબ ! તમારી જન્મભૂમીનો તો ઇતિહાસ વાંચ્યો છેનો ! બ્રિટીશ લોક કદિપણ ગુલામ થશે નહી, યાવચ્ચંદ્રદિવાકરો અમે સ્વતંત્ર રહેશું,

એવી સ્ફૂર્તિદાયક ગર્જના તમારા કવીઓ ભલે કરે। પરંતુ રોમન લોકોએ ઈંગ્લાંડપર ચારસો વર્ષ રાજ્ય કર્યું, ડેન્સલોકોએ, સ્કૅન્ડીનેવીઅન લોકોએ અને નૉર્મન વિગેરે લોકોએ ઈંગ્લાંડને યથાસ્થિત ફટકા મારી સેંકડો વર્ષ રગદોળ્યા, એ વાત આપ વિસરી ગયા શું ? કેવળ ગયા બે શતકમાંની રાજકીય ઉન્નતિ પ્રત્યે લક્ષ દઇને ચૌદ શતકની અર્ધ કિંવા પૂર્ણ ગુલામગિરી અને ત્રણસો વર્ષની રાજકીય અંધાધુંધી વિસરી જવી તમને સગવડ ભરેલું હશે, પરંતુ કુકડાને ઢાંકયાંથી કંઇ પ્હો ફાટવાનું અટકે છે ? ગ્રીસ જે સર્વ યુરોપખંડને ગુરૂસ્થાને હતું તેનો ઇતિહાસ શું કહેછે વારૂ ? સિંકદરના સમયથી ૧૮૨૭ પર્યંત ગ્રીસની સ્થિતિ શું હતી ? પરંતુ આ બે હજાર વર્ષના પારતંત્ર્યને ફેંકી દઇ જો ગ્રીસ પોતાનો રાષ્ટ્રીય કારભાર ચલાવવાને લાયક થાયછે તો બિચારા હિંદુસ્થાનેજ શું કર્યું ? તેવીજ રીતે ઇટાલીનો ઇતિહાસ વાંચો. જે દેશે પ્રાચીન કાળમાં સર્વ જગતને મુઠીમાં રાખ્યું હતું તેજ દેશ આર્વાચીન કાળમાં દૈવની વિચિત્ર ગતિથી આસ્ટ્રીયાની મુઠીમાં આવી ગયો. ઇટાલીએ પોતાનું સ્વાતંત્ર્ય લુટાવા દીધું એટલે સ્વરાજ્યસ્થાપનાની તેની લાયકી થોડીજ નષ્ટ થઇ છે. એજ ન્યાય હિંદુસ્થાનને કેમ ન લાગુ પડાય ? તાત્પર્ય, ચક્રગતિ પ્રમાણે દેશના ઉદય અને અસ્ત થાય છે તે માટે કોઇએ પણ ગર્વ કરવો નહી; અને અન્યોને તુચ્છ પણ ગણવા નહી. અમે પરતંત્ર થયા તો પણ સ્વરાજ્ય ચલાવવાને આવશ્યક ગુણ અમારામાંથી થોડાજ નષ્ટ થઇ ગયા છે ? ભસ્માચ્છાદિત અગ્નીપ્રમાણે અમારાં તેજ, પૌરૂષ્ય અને કર્તૃત્વની સ્થિતિ છે. સાફ નેત્ર ખોલીને ઇતિહાસ પ્રત્યે નજરે કરો; એટલે એકવાર પરતંત્ર થયેલા દેશને સ્વરાજ્યપ્રાપ્તિની લાયકી અને આશા નથી એ ક્રુર અને અમાનુષિ તત્ત્વ આપ ફેંકી દેશો.

**સાહેબઃ**—મ્હેં પણ થોડાઘણો ઇતિહાસ વાંચ્યો છે, તેપરથી એમ કહી શકું છું કે આપનાં દષ્ટાંતો ઘણુંખરાં ભ્રામક છે. ઉદાહરણાર્થ, આપે ગ્રીસનો દાખલો આપ્યો. અનેક શતકની પરતંત્રતા પછી ગ્રીસ સ્વતંત્ર થયું, તે પ્રમાણે હિંદુસ્થાનને પણ અંતર્ગત સ્વાતંત્ર્ય એટલે હોમરૂલ કેમ ન મળે એમ તમે કહોછો તેનો ઉત્તર એટલોજ કે, લોકસત્તાક રાજ્ય ચલા-

વવાની ગ્રીસની લાયકી ઈતિહાસપરથી દેખાઇ આવે છે. તમારો ઇતિહાસ તેવી સાક્ષિ આપેછે શું? જે ભસ્માચ્છાદિત અગ્નીની તમે ઉપમા આપી તે હિંદુસ્થાનને બીલકુલ ન લાગુ પડતાં માત્ર ગ્રીસને લાગુ પડે છે. જ્યાં અગ્ની છે ત્યાંની ભસ્મ દૂર કરવામાં ફાયદો; પરંતુ જયાં અગ્નીજ નથી ત્યાંની રાખ ઉડાવવામાં શું લાભ? વિનાકારણ ફુંક માર્યાથી આંખ ફુટી જાય.

હું:—આપતો વકીલી યુક્તિવાદમાં નિપૂણ લાગો છો! પણ લક્ષમાં રાખો કે હું પણ એક વકીલજ છું. પ્રશ્ન એવો છે કે હિંદી લોકોએ ગત ઇતિહાસમાં સ્વરાજ્ય ચલાવ્યું છે કે નહીં? તે સ્વરાજ્ય કોઇપણ પ્રકારનું હોય, ચલાવ્યું હતું તે વાત ખુલ્લી છે. ગ્રીસ અને રોમમાં પ્રાચીન કાલમાં લોકસત્તા હતી એટલે તેઓનાં અંગમાં આજ સ્વરાજ્ય ચલાવવાની લાયકી છે એમ આપ કહો છો; પરંતુ આપના પૂર્વજો જે સેકસન લોક તે તો પ્રતિનિધિ સંસ્થાનો વહિવટ ન્હોતા કરતા ના? તો ઈંગ્રેજ લોકોના રક્તમાં આ પાત્રતા કયારે આવી? તમારા રંગ લગાડીને ચામડું પ્હેરનાર જંગલી પૂર્વજો કરતાં અમારા અશોક, ચંદ્રગુપ્ત કિંવા યુધિષ્ઠિરનાજ કાળનાજ નહીં પણ વૈદિકકાલીન લોક પણ સોગણા સુસંસ્કૃત હતા. અને જયારે સીઝરના પરાક્રમ આગળ હીનસત્વ થયેલા જંગલી લોકનાં વંશજ પ્રતિનિધિ સંસ્થા ઉત્તમ રીતે ચલાવે છે, તો ગ્રીક કિંવા આરબ લોકોને પણ વિદ્યામાં ગુરુસ્થાને હતા એવા આર્યભુમિના ઔરસ પુત્રોનેજ તે સંસ્થાઓ કેમ ચલાવતાં આવડે નહી?

સાહેબ:—કદાચ આવડે પણ. પરંતુ તમારામાં એક રાષ્ટ્રિયત્વ છે કયાં? સંકટ સમયે કાશીથી રામેશ્વરપર્યંત સર્વ દેશ એક થયાનું તમારા ઇતિહાસમાં એક પણ ઉદાહરણ છે કે?

હું:—નહીં હોય, જુના ઇતિહાસમાં નહીં મળે. પણ આજ લખનૌ ખાતે હિંદુ–મુસલમાન સર્વ ભેદ વિસરી જઈને એક દિલથી સ્વરાજયની માગણી કરે છે, એપરથી અમારૂં એક રાષ્ટ્રિયત્વ સિદ્ધ થતું નથી કે? અમારો દેશ મ્હોટો, અને પરિચય સંસર્ગના સાધનો ન્યુન હોવાને લીધે અમારાં રાષ્ટ્રિયત્વનો વિકાસ થવામાં મંદતા રહી; પરંતુ ન્હાનકડા યુરોપખંડના ન્હાનકડા દેશોમાં પણ પ્રાચીનકાળથી એક રાષ્ટ્રિયત્વ હતું કે?

ફ્રાનસને તેરમાં સૈકામાં એક રાષ્ટ્રિયતાની પ્રાપ્તિ થઇ સ્પેનમાં તો અને ૧૫૧૨ થી ઐક્યની શરૂઆત થઈ. ખુદ તમારો દેશ પંદરમાં શતક પર્યંત એકજીવ ન્હોતો, સ્કૉટલંડ સાથે ઐક્ય થયાને તો માત્ર બસો વર્ષ થયાં. ઇટાલીમાં સને ૧૮૬૧ માં એક રાષ્ટ્રિયત્વ અને ઐક્ય સ્થાપન થયાં, જર્મન લોકોના દેશમાં ઐક્ય થવાને બીજા દશ વર્ષ લાગ્યાં (૧૮૭૧). યુરોપખંડના મુખ્ય દેશોમાં એક રાષ્ટ્રિયત્વનું બીજ જો એટલુ મોડું ઉગ્યું તો અમને નિરાશ થવાનું શું કારણ ? એક રાષ્ટ્રિયત્વની વૃદ્ધિ જલદી થાય કે મોડી થાય-જર્મની ૧૮૭૧ માં એક થયું, હિંદુસ્થાન ૧૯૧૬ ના નાતાળમાં થયું, ઉભય મોડેથીજ જાગ્યાં-તે થયા પછી તેની ઉપેક્ષા કરવી અશક્ય છે. તાત્પર્ય, હોમરૂલની માગણીનો વિરોધ કરવો તે ઐતિહાસિક નાલાયકી પરથી ન કરતાં અન્ય કોઇ મુદ્દાથી કરશો તો તે તમનેજ વિશેષ ગ્રગવડ ભરેલું થશે. પ્રાચીનકાળમાં હિંદુસ્થાનમાં લોકસત્તા ન્હોતી એટલે આજ હોવી ન જોઇએ કિંવા પૂર્વે એક રાષ્ટ્રિયત્વની કલ્પના પૂર્ણપણે વિકસિત થઇ ન્હોતી એટલે હાલ પણ થશે નહીં, એ શુષ્ક અને અપ્રમાણ તર્કશાસ્ત્રને આધારે આપના પક્ષનું સમર્થન કરવા કરતાં અન્ય પદ્ધતિથી કરો. પૂર્વે ફિલિપાઇન બેટમાં પણ લોકસત્તા ન્હોતી; પરંતુ ઉદારવૃત્તિવાળી અમેરિકન સરકારે તેને તે આપી કે નહીં ? આ ઔદાર્ય નથી એમ કબુલ કરો. નાહક બિચારા ઇતિહાસની શામાટે ખેંચતાણ કરો છો ?

સાહેબ:—ઔદાર્ય ભરપૂર છે; નહીં તો અમે ગુલામીનો વ્યાપાર બંધજ કર્યો ન હોત. ઔદાર્ય છે તેથીજ અમે કૅનેડા, ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા એ સંસ્થાનોને અને આયર્લંડ જેવા દેશને અંતર્ગત સ્વરાજ્યના હક આપ્યા અને આપીએ છીએ; પરંતુ રાજકારણમાંના ગુંચવણવાળા પ્રશ્નોનું કેવળ ઔદાર્યથી નિરાકારણ નથી થતું; તેમાં વ્યવહારજ્ઞાન પણ સાથે જોઇએ, નહીંતો અનર્થ થઇ જાય. સમજો, અમે તમને આવતીકાલે સ્વરાજ્ય આપ્યું તો પરિણામ એવું આવશે કે ઉંચી જાતીનાં લોક આગળ આવશે અને ઉતરતાં લોકોને બીલકુલ દાબી દેશે. તેમા શું લાભ ?

હું:—ઠીક, ત્યારે હલકા વર્ગના લોકો માટે આપને ઘણીજ કાળજી લાગે છે ? કેવી ગમ્મતછે જુઓ, અમારા હાડમાંસનાં લોકોનું ગળું માત્ર અમે

કાપશું ! અને સાહેબ લોક માત્ર તેઓને તારશે ! સાહેબ ! આ કાળજી જો ડોળધાલુપણાની અને મતલબી નહોય તો જે લોકના હિતસંબંધી આપને એટલી કાળજી થાય છે, તેઓનેજ હોમરૂલમાં હક્ક આપી હોની અમે ઘણા આનંદથી તેઓનું દાસ્ય કરશું ! કોઇને પણ હક્ક આપો-મુસલમાનને આપો, અંત્યજને આપો, પણ આપો એટલે થયું. અમને ખરેખર તેમાં સંતોષ છે.

**સાહેબઃ**—આપશું, પણ આજ કેમ આપીએ ? તે લોકોમાં શિક્ષણનો પ્રચાર ઓછો હોવાથી હક્ક આપવા તે તમનેજ-ઉચ્ચ વર્ગના લોકોને-આપવા પડશે. એટલે આ હક્ક માગવા અગાઉ તેનો દુરૂપયોગ કરીને ગરીબ લોકોને તમે હેરાન કરશો નહી, તેની ખાત્રી કોણ આપશે ?

**હું**:—જુઓ ! અમારી માગણીની હા પાડી તો તમે આજનેઆજ હિંદુસ્થાનમાંથી જતા નથી ના ? અમારા રાજ્યકારભારપર તમારી દેખરેખ રહેશેજ. આપણે એવી કલ્પના કરીએ કે બહુમતિના જોરપર અમે એકાદ કાયદો પસાર કર્યો તોપણ તે નામંજુર કરવાનો અખત્યાર ગવર્નર જનરલ અને ખુદ બાદશાહને છે. પછી ડર શાનો ? શિવાય જે વેળા બ્રાહ્મણાદિ વરિષ્ઠ લોકોના હાથમાં સત્તા હતી તે વેળા તેઓએ તેનો દુરૂપયોગ કેટલો કર્યો તે જુઓ ! 'ભટ' ઉર્ફે પેશ્વાના રાજ્યમાં બ્રાહ્મણોએ શું શું જુલમો કર્યા ? ઉલટું સિંધીયા, હોલકર, ગાયકવાડ ઇત્યાદિ બ્રાહ્મણેતર ( બ્રાહ્મણ નહી તે ) લોકોને તેઓએજ રાજ્યાધિકારી કર્યા ન્હોતા કે ? તમારા સંસ્થાનો અમારી સાથે જેટલી મમતાથી વર્તેછે, કિંવા ખુદ ઇંગ્લાંડના પ્રોટેસ્ટંટ લોકોએ પોતાનાજ ભાઇ રોમન કૅથોલિક સાથે જે વર્તણુક રાખી તે કરતા કેટલી બધી ઉદાર પદ્ધતિથી અમે બ્રાહ્મણેતર [illegible] વર્ત્યા છીએ ! સ્વદેશમાં પારકા થયેલા અને પૃથ્વીપર કોઇપણ ત્રાતા ન મળવાથી દેશોદેશ ભટકનારા ભિન્નધર્મના પારસી લોકોને જે હિંદુસ્થાને આશ્રય આપ્યો, તેજ અમે સત્તા મળ્યા પછી અમારા જાતભાઇનો છળ કરીએ એ કેમ સંભવે ? આજ કેટલાક વર્ષથી મુસલમાનનાં તાબુતના સરઘસમાં અમે શામીલ થઇએ છીએ તેપરથી શું પ્રતિપાદન થાય છે ?

**સાહેબઃ**—હિંદુમુસલમાન વચ્ચેના હુલ્લડની આપને વિસ્મૃતિ થઇ લાગે છે ? જુઓ ગોવધ જેવા ક્ષુલ્લક પ્રશ્ન માટે જે દેશમાં મારામારી અને રક્તપાત થાય છે, તે દેશને સ્વરાજ્યની લાયકી આપવાને કૈક સૈકા લાગશે !

હું:—ઉલટું હું તો કહું છું કે આ અનર્થ બંધ થવાને સ્વરાજ્ય જેવું ઔષધ નથી. કૅનેડાનો ઇતિહાસ જુઓ. તે દેશમાં પાંચ લાખ ફ્રેંચ અને પાંચ લાખ ઇંગ્રેજ જેટલીજ સુમારે વસ્તી ૧૮૩૭ માં હતી. આ દશલાખ લોકો વચ્ચેના વૈમનસ્ય અને મારામારીની હકીકત વાંચવી હોય તો લૉર્ડ ડરહૅમ સાહેબનો રિપોર્ટ વાંચો. આખરે આ કલહ વૃદ્ધિ પામીને ૧૮૩૭ અને ૧૮૩૮ માં ત્યાં બંડ થયું; પરંતુ ૧૮૪૦ માં સ્વરાજ્ય મળતાંની સાથેજ ત્યાંની સર્વ પરિસ્થિતિ તુરત બદલાઇ ગઇ. દક્ષિણ આફ્રિકાનો પણ અનુભવ એવોજ છે. ત્યાંના ઇંગ્રેજ અને ડચ લોકોને બનતું ન્હોતું તેથી બોઅર લડાઇ થઇ; પરંતુ ૧૯૦૭ માં એ દેશને સામ્રાજ્યાંતર્ગત સ્વરાજ્ય મળતાંજ એકબીજાના કટ્ટા વૈરી ઇંગ્રેજ ને ડચ લોકો વચ્ચે સખ્ય થયું. હિંદુ અને મુસલમાન, કેનેડાના ફ્રેંચ અને ઇંગ્રેજ કરતાં વિશેષ મિઠાશથી વર્તે છે. ગોવધસંબંધી હુલ્લડની મીમાંસા આપ જેટલી નહીં કરો તેટલું આપને માટે ઠીક છે. હૈદરાબાદ, કાશ્મીર જેવા દેશી સંસ્થાનમાં હિંદુમુસલમાન વચ્ચે આ હુલ્લડ ન થતાં બ્રિટિશ અમલ નીચેજ થાય એ આશ્ચર્યકારક નથી શું? કાનપુરમાં મસીદ માટે થયેલો કલહનો નિકાલ લૉર્ડ હાર્ડિંજે કેટલા ચાતુર્યથી આણ્યો ભલા! હિંદુ અને મુસલમાન ન સમજાવી શકાય તેવા અને કજીયાખોર નથી, તેઓ એકજ છે, કલહ કરશે તો પ્રેમથીજ કરશે અને પોતાના કજીયા પ્રેમથીજ પતાવશે.

સાહેબ:—હા, પરંતુ હિંદુમુસલમાન વચ્ચેના ટંટાનો વિષય નીકળવાથી પહેલાનો મુદ્દો તેમજ અપૂર્ણ રહ્યો. પ્રશ્ન એ હતો કે સત્તા હાથમાં હોવા છતાં બ્રાહ્મણેતરની ઉન્નત્યર્થ તમે શું કર્યું?

હું:—ઇંગ્રેજ સરકારે પણ શું કર્યું તે કહેશો કે?

સાહેબ:—કાં ભલા? અમે શિક્ષણખાતાની સ્થાપના કરીને શાળાઓ કહાડી; શિવાય અમારામાંના પુષ્કળ મીશનરીઓએ હિંદુસ્થાનના કલ્યાણ માટે પ્રયત્ન ચાલુ રાખ્યાજ છે.

હું:—આજ તમારી શાળાઓ છે તેવી પ્રાચીન કાળમાં અમારી ન્હોતી કે? અમારી શાળામાં પણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણના લોક શીખતા હતા. હવે શુદ્રોને પણ શિક્ષણની છુટ હતી કે નહી તેને માટે ખાત્રીલાયક

પુરાવો નહી હોય; પરંતુ તેનીપરથી તેઓને વિદ્યામંદિરના દરવાજામાં અટકાવ હતોજ એમ કહી શકાય નહીં. તેઓને વેદાધ્યયનનો અધિકાર ન્હોતો એ ખરું, પરંતુ બીજું જ્ઞાન પ્રાપ્ત કરી લેવાને તેઓને કોઇપણ પ્રકારની હરકત ન્હોતી; અને વેદાધ્યયનો દ્રવ્ય સંપાદન કરવાના કામમાં શું ઉપયોગ હતો? તાત્પર્ય, ત્રિવર્ણ તરફથી શુદ્રોપર શિક્ષણના કાર્યમાં જુલમ થયાનો યત્કિંચિત્ પુરાવો ન હોવા છતાં બ્રાહ્મણના નામને દોષ દેવો તે ખરાબ નથી કે! વારુ, ખુદ તમારા દેશમાં સાર્વજનિક શિક્ષણનો કાયદો ક્યારે થયો?

**સાહેબ:**—આશરે ૧૮૭૦ માં.

**હું:**—એમ ના? એટલે તમે પણ તમારામાંના ગરીબ યાને શુદ્ર લોકોના શિક્ષણના કામમાં સેંકડો વર્ષ પ્રમાદ કર્યો! ત્યારે પછી, સાહેબ! અન્ય-દેશીય લોકોએ તેજ બાબત તમારી પ્હેલાં કરી નહીં તે માટે તેઓને દોષ દેવો વ્યાજબી છે કે? તમારામાં કહેવત છેના કે Those who live in glass houses should not throw stones at others કાચના ઘરમાં રહેનાર લોકોએ બીજાપર પત્થર ફેંકવા નહી!

**સાહેબ:**—કબુલ, પણ અન્ય બાબતમાં પણ બ્રાહ્મણેતરને તમે શું મદદ કરી? પોતાના હાથની સત્તા તલમાત્ર પણ આપી કે?

**હું:**—બ્રાહ્મણના હાથમાં સત્તા હતી કે! પેશ્વાઇનો કાળ બાદ કરીએ તો બ્રાહ્મણોએ પોતાનો વેદોક્ત ધર્મ છોડીને ક્ષાત્રવૃત્તિનો વંશપરંપરાનો ધંધો કર્યો હોય એવું દેખાતું નથી. બહુ તો તેઓએ દર્ભ છોડીને કલમનો અંગીકાર કર્યો હશે. કિંવા આપતકાળે કૃષિકર્મ શરૂ કર્યું હશે પરંતુ સત્તા અને અધિકારથી ઘણું કરીને તેઓ પરાઙ્મુખજ રહ્યા. એટલેજ અદ્યાપિ તેઓની સમાજ પર છાપ છે. આવો બુદ્ધિવાન્, અલ્પસંતુષ્ટ દ્રવ્યમાં લોલુપતા ન રાખનાર, ગરીબીમાં આનંદ માનનાર, પાપભીરુ વર્ગ તમને અન્યત્ર કોઇપણ ઠેકાણે મળશે નહીં. પણ બ્રાહ્મણોઓએ સ્વહસ્તની સત્તાનો ત્યાગ કર્યો નહીં એ કહેવું તમને શોભેછે કે? અમારા ઘરનું માખણ ખાઇ અમારે માટે છાશ રાખનાર અને ભાત ખાઇ ભાત ઓસાવતાં નીકળેલું પાણી આપનાર ઈંગ્રેજ લોકોએ એ ભાષા વાપરવીજ નહીં. જ્યાંસુધી સેંકડે ૧૫ અધિકારની જગ્યા સાહેબ લોકોએ રાખી

મૂકીછે અને વ્યાપારમાં પણ અમારા શેઠ સાહુકારને કેવળ દલાલ બનાવ્યા છે ત્યાંસુધી બ્રાહ્મણોના તમે ગમે તેટલા દોષ કહાડો તો તે ફોકટ છે.

સાહેબ:—અંત્યજના ઉદ્ધાર માટે તમે ઉદાસીન કેમ રહયા ?

હું:—પ્રશ્ન બરોબર છે; તેઓની શોચનીય સ્થિતી પ્રત્યે જોઇને મ્હારૂ મન નિત્ય વ્યાકુળ થાય છે. તેમાં અમારા પ્રાંતમાં તેઓની સ્થિતિ સાધારણ ઠીક છે. પરંતુ મદ્રાસમાં સમાજથી દૂર રાખવામાં આવેલા આ અનાથ લોકના હાલ અને માનભંગ જોતાં એમ લાગે છે કે " જગતમાં સર્વ ધર્મમાં ઉદાત્ત ઠરેલા ધર્મના કૃપાછત્ર નીચે આ લોકોના આવા હાલ થાય છે ? " આ બાબતમાં મ્હારા પ્રયત્ન અહર્નિશ ચાલુ છે, અને તેમાં મ્હારા અન્ય-બ્રાહ્મણ મિત્રોની મ્હને સહકારીતા છે. મ્હારી પક્કી ખાત્રી છે કે હિંદુસ્થા-નને જો સ્વસ્થતા મળત, ગયા બે હજાર વર્ષ સુધી અમારી પર પરચક્ર ( પરરાજય ) આવીને પડયાં ન હોત તો આજ તમને એક પણ અંત્યજ દેખાત નહીં. બાકી તમારા સંસ્થાનમાં પ્રવર્તેલો વર્ણદ્વેષ અમારે ત્યાં કોઇ પણ ન્હોતો. કાળા મનુષ્યને વાર્ષિક ૪૫ રૂપીયા ભરવાની ફરજીયાત, જમીનપર તેની માલેકી ન હોવી, કિંબહુના રસ્તામાંથી તેને જવાની છુટ ન હોવી વિગેરે દક્ષિણ અફ્રિકામધ્યેનાં સંસ્થાનમાં અમલમાં આવતા જુલમી કાયદા પરથી હિંદી લોકને તમે અંત્યજ જેવા લેખો છો, એમ સિદ્ધ થતું નથી કે ? ન્યાયાધિશની વાટ ન જોતાં શંકિત અથવા પુષ્કળવેળા તો નિર-પરાધી નિગ્રો લોકોને અમેરિકામાં બાળી મુકે છે એ વર્ણદ્વેષ નથી કે ! એ પણ રહેવા દો. પરંતુ રકત અને ધર્મથી તમારી બરોબરીના આઇરિશ લોકોપર તે માત્ર પ્રૉટેસ્ટંટ નથી તેથી છેક ઓગણીશમી સદીમાં તમે કેટલા જુલમી કાયદા નાંખ્યા તેની સ્મૃતિ છે કે ? મનુષ્ય કેથોલીક હોય કે તેને હથીઆર વાપરવાની પરવાનગી નહી, તેને રાજકાર્યની મ્હોટી મ્હોટી જગ્યાપર અટકાયત, એટલુંજ નહીં પણ પોણોસોથી અધિક કિંમતનો ઘોડો પણ રાખી શકાતો ન્હોતો । આવું ઓગણીશમી કિંવા વિશમી સદીનું સુધરેલું ઔદાર્ય જોયું એટલે અંત્યજની અમે કરેલી ઉપેક્ષા ક્ષમ્ય છે તે તમે પણ કબુલ કરશો ।

**સાહેબઃ**—પણ અમે સ્વરાજ્ય સંપાદન કર્યું ત્યારે અમારામાં શિક્ષણનો પ્રચાર તો પુષ્કળ થયો હતો. તેમ તમારામાં ક્યાં છે ?

**હું**ઃ—આ દોષ–અપરાધ–કોનો ? તમારો કે અમારો ? અમારા ધારાસભાના સભાસદ કાઉન્સીલમાં પ્રાથમિક શિક્ષણનો ખરડો પેશ કરે અને તમે તે ઉડાવી દ્યો અને અમે હક્ક માગવા લાગીએ કે તુરત શિક્ષણ કમી તેથી અમને નાલાયક ઠરાવો ! અને આ લાયકી ઠરાવનાર કોણ ? તો તમો ! આપણા હાથમાંની સત્તા ન છોડવી હોય તો બે પ્રકારનાં ઉત્તર હોય છે. લૉર્ડ કર્ઝન સિડેન્હૅમ કિંવા મિલ્નર જેવા હિંમતવાળા લોક સ્પષ્ટપણે કહે છે કે હિંદી લોકોને અધિકારનો ભાગ મળશે નહીં. તમારા જેવા લોકમાં એટલું સ્પષ્ટ બોલવાનું ધૈર્ય નથી એટલે તમે પાત્રતાના પ્રશ્નપર ઝગડો કરો છો ! સર્વાળે અર્થ એકજ. વસ્તુતઃ સામ્રાજ્યના સંરક્ષણાર્થ રાખેલા અને ઉપયોગી પડતા દ્હોડ લાખ હિંદી સૈન્યનો કરોડો રૂપીયાનો ખર્ચ અમારી પર નાંખો છો ત્યારે અમે ગરીબ નથી હોતા અને ૧૫ અથવા ૨૫ લાખ વધારે ખરચ કરીને કેટલાએક હજાર વિદ્યાર્થિઓનાં માત્ર પ્રાથમિક શિક્ષણની તજવીજ કરવા તમારી પાસે પૈસા નથી. હું પુછુંછું કે તમારા સિવિલ સર્વંટના ભારી પગાર તથા ભત્થાં દેવાનું, મ્હોટા અધિકારીના છ છ માસ મહાબળેશ્વર જેવા હવાવાળાં સ્થળે મુકામ કરવાના ખરચ આપવાનું સામર્થ્ય પણ ગરીબ હિંદુસ્થાનમાં છે કે ? હિંદુસ્થાનના ઉદ્ધારની બડાઇ મારવી હોય તો પોતાનો પગાર ઓછો કરી અમારા શિક્ષણની તજવીજ કરો ! નિરર્થક દોષ કહાડવાથી શું લાભ ?

**સાહેબઃ**—કદાચ તમારું ક્હેવું ખરું હશે; પણ મ્હને લાગે છે કે આપ વિષયાંતર કરો છો. શિક્ષણની મંદ ગતીની જવાબદારી કોનીપર છે, એ પ્રશ્ન નથી; પરંતુ શિક્ષણની ન્યુનતાને લીધે તમને અધિક હક્ક આપવા સુરક્ષિત છે કે નહીં તે મુદ્દો છે.

**હું**ઃ—સાહેબ ! શિક્ષણ અને સ્વરાજ્ય ચલાવવાની લાયકી એ બેનો શાશ્વત સબંધ છે એવું તમને ખરેખર લાગે છે કે ? ગયા પચાશ વર્ષમાં યુરોપ અને અમેરીકામાં શિક્ષણનો સતત પ્રચાર થયો છે ખરો; પરંતુ

તમારા ઇંગ્લંડમાં તો તેની પ્હેલાંજ બસો વર્ષથી તમને જોઇએ તેટલું સ્વરાજ્ય મળ્યું હતું. ઈંગ્લંડમાની શાળાની સંખ્યા અને શિક્ષિત જનોની સેંકડે સરેરાશ બતાવીનેજ તમે પોતાના રાજ્યકર્તા પાસે સ્વરાજ્ય મેળવ્યું કે ? જૉન પાસેથી જે બૅરન લોકોએ magna charta યાને સ્વરાજ્યની પ્હેલી સનદ મેળવી (૧૨૧૫) તેને અમારા શિવાજી મહારાજ જેટલું પણ લખતાં આવડતું હતું કે નહીં તે અચોક્કસજ છે. હૅમ્પડનના તથા ક્રૉમ્વેલના સમયમાં તમારી શિક્ષણના કામમાં કેટલી પ્રગતિ થઇ હતી ? જે વર્ષમાં (૧૬૮૮) તમને એ તૃતીયાંશ સ્વરાજ્ય મળ્યું ત્યારે તમારામાં શિક્ષણ કેટલું ઓછું હતું ? તેની તમને કલ્પના છે કે ? તે કરતાં આજ અમારામાં શિક્ષણનો કેટલો બધો અધિક પ્રચાર છે ! જે વેળા તમે કૅનૅડા દેશને ઉદાર મનથી મહત્વના હક્ક આપવા શરૂઆત કરી ત્યારે (આશરે ૧૮૪૦ માં) ત્યાંના કેટલાક પ્રાંતોમાં શાળા સુદ્ધાં ન્હોતી. ઑસ્ટ્રેલીયા એતો ખુની, લુટારૂ લોકોને કાળાપાણીએ મોકલવાની જગ્યા. આવા દેશને હક્ક આપતાં જો તમે શિક્ષણની કસોટી બહુ લગાડી નહીં, તો તે હિંદુસ્થાનનીજ વેળાએ શા માટે લગાડવી ? તેમાં તે કસોટીથી અમે બહુ ડરતા નથી. સને ૧૮૨૧ ના વર્ષમાં ઇંગ્લૅંડ, સ્કૉટલૅંડ અને આયરલૅંડમાં ફક્ત ૬।। લાખ વિદ્યાર્થિ હતા. આજ હિંદુસ્થાનમાં ૩૧ કરોડ લોકોમાંથી દર વર્ષે ૫૦ લાખ વિદ્યાર્થી શાળામાં જાય છે. ચાર–સવાચાર કોટિ વસ્તીના દેશમાં જે માત્ર ૬।। લાખજ પ્રમાણ તો ૩૧ કોટિ લોકસમુદાયમાં ૫૦ લાખ એ સંખ્યા કોઇપણ દૃષ્ટિથી ઓછી નથી. તો જે હકક તમે ૧૮૨૧ માં ભોગવતા હતા તેનાથી અર્ધા હકક અમે કાં ન માગીએ ? પ્રાતિનિધિક રાજ્યપદ્ધતિ અને શિક્ષણનો પ્રચાર એનો અન્યોન્ય સંબંધ હોત તો જે સ્વીડન–નૉર્વેમાં સેંકડે ૯૭ લોક શિક્ષિત છે, ત્યાં અનિયંત્રિત રાજ્યપદ્ધતિ અને જે ઇંગ્લંડમાં એ સરેરાશ ઓછી એટલે ફક્ત સેંકડે ૮૯ તે દેશમાં માત્ર પાર્લમેંટરી પધ્ધતિ પૂર્ણવિકાસ પામેલી દૃષ્ટિએ પડત નહીં.

**સાહેબઃ**—તમે તો યુકિતવાદની અને ઇતિહાસજ્ઞાનની હદ કરી ! ખરેખર તમારી વાદવિવાદમાં પ્રવિણુતાને લીધે હું મુંઝાઇ ગયો ! પણ

શું સાહેબ! મ્હોટા અધિકારની જગ્યાઓનો વહિવટ કરવાને લાયક લોક તમારામાં છે કે?

હું:—છે; પણ તમને દેખાશે કેમ? તમારી દષ્ટિને અધિકારલોલુપતાનો કમળો થયો હોવાથી તમને સર્વત્ર અમારી નાલાયકીજ દેખાવાની. સાહેબ! તમે આવ્યા પ્હેલાં અમે ૮–૧૦ હજાર વર્ષ આ દેશમાં હતા. અમે પણ મ્હોટાં મ્હોટાં રાજ્ય ચલાવ્યાં, વિદ્યાકલાશાસ્ત્રને ઉત્કર્ષ દશામાં લઇ ગયા; તો અમારે અક્કલના પાર્સલો અન્ય સ્થાનેથી મગાવવાં પડે એવી તમારી સમજ છે શું? ચંદ્રગુપ્ત, અશોક, વિક્રમ, વિગેરે પ્રાચીન અને શિવાજી—અકબર જેવા આર્વાચીન રાજાઓ સિવીલ સર્વિસની પરીક્ષામાં પોતાની બુદ્ધિ સતેજ કરીને આવ્યા હતા કે? સિવીલ સર્વીસની પરિક્ષા હિંદુસ્થાનમાં લેવાની તમારી છાતી ચાલતી નથી તે પરથીજ અમારી બુદ્ધિમતાની તમને કેટલી બ્હિક લાગેછે તે જણાઈ આવેછે. હિંદુસ્થાનનોજ શું પરંતુ બ્રિટિશ સામ્રાજ્યનો પણ કારભાર તપાસવાને સર્વ રીતે લાયક લોકો અમારામાં હતાં અને છે. સર ફિરોઝશાહે ઈંગ્લાંડના મુખ્ય પ્રધાનનું કાર્ય કિંવા નામદાર ગોખલેએ ત્યાંના નાણાંમંત્રિનું કામ ઉત્કૃષ્ટ રીતે કર્યું હોત એમ એક કલેક્ટરે મ્હને ખાનગી રીતે કહ્યું હતું. પરંતુ તેઓની બુદ્ધિમતાનો દેશને શો લાભ થયો? કાઉન્સીલમાંના આવક ખર્ચના ખરડા પર નિષ્ફળ વાદવિવાદ કરવામાંજ તેઓનો જન્મ ગયો ના? અમારી બુદ્ધિ, અમારી હિમ્મત, અમારૂં કર્તૃત્વ, અમારૂં પૌરુષ્ય કેવળ ફોકટ જાયછે. આ નિરાશાજનક સ્થિતિને લીધે અમારા આગેવાનો ઉદ્વેગ પામે છે. તથા નામદાર ગોખલે જેવાં રત્નો અકાલે મૃત્યુ પામે છે. એમ હોવા છતાં તમે બેધડક પુછોછો કે તમારામાં બુદ્ધિવાન લોકો છે કે અને અમારાં દુઃખપર ડામ દોછો।

સાહેબઃ—ખરેખર, તમને ગુસ્સે કરવાનો મ્હારો ઇરાદો ન્હોતો. પ્રધાનમંડળમાં બેસવાલાયક તમારામાં પણ છે એ વાત મ્હને કબુલ છે। મ્હેસુરના દિવાન વિશ્વેશ્વર અય્યા કિંવા બરોડાના વિ. પી. માધવરાવ જેવા પુરૂષો અમારામાંના ઉત્તમ ગવર્નરના મુકાબલામાં સરખા ઉતરે તેવાછે, મ્હને ખબર છે.

હું:—વિશ્વેશ્વર અય્યા ઇંગ્રેજ સરકારની નોકરીમાં હતા ત્યારે એકઝીક્યુટીવ એન્જીનીયરની જગ્યા કરતાં ઉંચા ચઢ્યા નહીં. જો એવા પુરૂષોની લાયકી આપને કબુલ છે, તો વિરોધ શું રહ્યો ?

સાહેબ:–અમારું કહેવું એ છે કે જયારે અમે હિંદુસ્થાનને પ્રાતિનિધિક સંસ્થાનો વહિવટ કરવાનો હક્ક આપશું ત્યારે વિશ્વેશ્વર અય્યા સાહેબને પ્રતિનિધી અથવા અધિકારી નિવડવા જેટલું સમજુપણું તમારા મતદાર વર્ગમાં હોવું જોઇએ. નહીંતો દુય્યમ પ્રતિનો મનુષ્ય આગળ આવી ઉત્તમ મનુષ્ય પાછળ રહેશે. મતદાર શિક્ષિત હોવા શિવાય તેનામાં એટલી વિવેકબુદ્ધિ આવવા સંભવ નથી. એટલે સો દોઢસો વર્ષ શિક્ષણનો અધિક પ્રચાર થાય ત્યાંસુધી તમારે વાટ જોવી જોઈએ.

હું:—આપ કર્ટિસ સાહેબના શિષ્ય તો નથી ? કારણ તેમણે પણ પોતાના પુસ્તકમાં અમારા પર એજ આક્ષેપ કર્યો છે ! જાણે કે ઈંગ્લાંડમાંના ચુંટણીના પ્રકારની અમને માહીતીજ નથી ! ઇગ્લાંડમાંનો તમારો 'સુશિક્ષિત' સામાન્ય મતદાર લોકોનો વર્ગ એટલો વિકારવશ છે કે તે ઉમેદવારની લાયકી પ્રત્યે દુર્લક્ષ કરી મતલબી લોકની જાળમાં સપડાઈ ગમે તેને મત આપેછે. લૉર્ડ બ્રાઇસ સાહેબે તેઓની બેદરકારી, અજ્ઞાન અને વિકારવશતા એ ગુણોનું રેલું વર્ણન આપે વાંચ્યુ નથી કે ? આ આજની સ્થિતિ ! સો વર્ષ અગાઉ તમારા દેશમાં શિક્ષણનો પ્રચાર કેટલો થયો હતો ? અને ત્યારે પણ તમે આ હકકો માટે લાયક હતા તો અમેજ માત્ર નાલાયક શામાટે ઠર્યા ? ઠીક, ફિલિપાઇન બેટનાં લોક તો અમારા કરતાં અધિક સુશિક્ષિત નથીના ? હિંદુસ્થાનમાં પુરુષોની સંખ્યા સાડાબાર કરોડ છે અને તેમાં લખતાં વાંચતાં આવડતું હોય તેવા વીશ વર્ષથી વિશેષ ઉમરના લોક એક કરોડ છે. એટલે તેની સેંકડે સરેરાશ ૮।। ની આવે છે. જ્યારે અમેરીકાએ ફિલીપાઇન બેટના લોકોને સ્વરાજ્યના હક્ક આપવાની શરૂઆત કરી ત્યારે તેઓમાં શિક્ષિત લોકોનું પ્રમાણ સેંકડે ૨ નું હતું અને હાલ પણ ૭।। કરતાં વિશેષ નથી. એ વાત આપને ખબર છે કે ?

**સાહેબઃ**—( નિરૂત્તર થઇને ) પણ તમને પ્રાતિનિધિક સંસ્થા ચલાવવાનો અભ્યાસ ક્યાં છે ? સ્થાનિક સ્વરાજ્ય સરખું ચલાવતાં પ્રથમ શિખો અને પછી સંપૂર્ણ સ્વરાજ્યનાં હક્ક માગો ! નિરર્થક ન્હાને માટે મ્હોટા કોળીઓ શામાટે લ્યોછો ?

હું :—ઉમરમાં આવેલા છોકરાને તમે ઝારીથી દુધ પાવા માગોછો તેને શું કહેવું ? જુઓ ! ફિલિપાઇન દ્વિપના લોકોના પૂર્વજોને પ્રાતિનિધિક સંસ્થા એટલે શું એ માલુમ પણ હતું કે ? અમારા દેશમાં તેનું બીજ ઘણાજ પ્રાચીન કાળથી છે. અમારી ગ્રામસંસ્થામાંથી સ્વરાજ્યનું પ્રાથમિક શિક્ષણ આજ સેંકડો વર્ષથી લોકોને મળેછે; તમે આવ્યા બરોબર તેનો નાશ કરી તેને સ્થાને માત્ર મ્હોટા મ્હોટા ગામોમાં મ્યુનિસિપાલીટી સ્થાપન કરી તેમાં પણ સરકારી અધિકારીનો અંકુશ છેજ અને તેઓનાં કારભારમાં જો થોડી પણ ચુક આવે તો હો હો કરી મુકી અમે સ્વરાજયતે માટે નાલાયક છીએ એમ ક્હેવા લાગો છો. પોણોસો વર્ષ મ્હેલાં તમે પણ સ્વરાજ્ય ચલાવવા લાયક ક્યાં હતા ? તો તે વેળાની ઇંગ્લાંડમાંની મ્યુનિસિપાલીટીનો કારભાર બહુજ નમુનેદાર હતો એમ તમારૂં ક્હેવું છે શું ! આપે રેડલિક અને હર્સ્ટ એ ઉભય ગ્રંથકારનું Local Self-Government in England ઈંગ્લાંડમાંનું સ્થાનિક સ્વરાજ્ય એ પુસ્તક વાંચ્યુ છે કે ?

**સાહેબઃ**—હા ।

હું :—તો તે પુસ્તકમાંનું વર્ણન વાંચીને આપનો શો મત થયો ? પૈસાનો ઘોંટાળો સાર્વજનિક દ્રવ્યનો અવ્યવસ્થિત ખરચ, લોકકલ્યાણવિષે બેફિકરપણું, સ્વાર્થલોલુપતા, ઇત્યાદિ દુર્ગુણોથી ભરેલી મ્યુનિસિપાલીટી હોવા છતાં જો તમે સ્વરાજ્ય માટે લાયક હતા તો આજ હિંદુસ્થાન તે શા માટે અપાત્ર ઠરે ? જ્યારે (૧૮૪૦) તમે કૅાનડાને સ્વરાજ્યના હક્ક આપ્યા ત્યારે ત્યાં સ્થાનિક સ્વરાજ્યના મૂળ તત્વો પણ ન હતા એ વાત ભુલી ગયા લાગો છો, ( સાહેબ નિરૂતર થાય છે; હું જરા જોરથી- ) બોલો બોલો.

**સાહેબઃ**—બોલે શું ? હિંદુસ્થાન સર્વ સદ્દગુણનું પુતળું છે એમજ ારું કહેવું ! તમે સર્વગુણસંપન્ન, બીલકુલ નિર્દોષ છો એજના ંત ?

હું :—( શાંતપણાથી ) નહીં; માત્ર તમે કહોછો તેપ્રમાણે હિંદુસ્થાન અવગુણનું પુતળું પણ નથી; અમારામાં દોષ છે, સર્વ રીતે નિર્દોષ એવો દેશ પૃથ્વિપર કદિ પણ મળશે નહીં. અમારા દોષ અમને પૂર્ણપણે ખબર છે, અને તે સુધારવાનો અમે પ્રયત્ન પણ કરીએ છીએ, પરંતુ રાઇનો પર્વત કરી જ્યારે ઇંગ્રેજ વર્તમાનપત્રો અમારી નાલાયકીનું વાજું વગાડવા માંડે છે ત્યારે માત્ર એ મતલબીપણાની ખરેખરજ ચીડ આવેછે.

**સાહેબ**:—( એકદમ શાંત થઇને ) ચીડાઓ નહીં ! તમને ખરું કહું ? આ વાદ એટલે કેવળ શાબ્દિક જાળ છે. આ જાળ અકમેકપર નાંખી શબ્દમાં પકડાપકડી કરવી એ મ્હારા મતથી સમયનો અપવ્યય છે. તે કરીને તમારા તથા અન્યના મનને શામાટે ત્રાસ આપો છો ?

હું :—તમારા જેવા સર્વ ઇંગ્રેજ નથી એવી ખાત્રી લાગે છે. એટલે જે ઇંગ્લંડે ગ્રીસને સ્વતંત્ર થવાનાં કાર્યમાં મદદ કરી, જેણે સર્વ યુરોપખંડને પારકા થયેલા મૅઝિનીને આશ્રય આપ્યો, જે દેશે ગુલામનો વ્યાપાર બંધ કરીને પોતાના સંસ્થાનને સ્વરાજ્ય આપ્યું, સ્વાતંત્ર્યપ્રિયતા એ જેનું અભિમાનછે, જે દેશે અમને એકરાષ્ટ્રીયત્વની કલ્પના શીખવી, જેણે અમારી દેશભક્તિની જ્યોત પ્રજ્વલિત કરી, અમારૂં સ્વાભિમાન જાગૃત કર્યું, અને અમારા ધ્યેયની પ્રાણપ્રતિષ્ઠા કરી એ દેશને માટે અમારી પૂજ્ય બુદ્ધિ સદૈવ જાગૃત રહેશે. જે રાષ્ટ્રમાં મેકૉલે, બર્ક, બ્રાઇટ, બ્રૅડલૉ, હ્યુમ, વેડરબર્ન, કૉટન, પોલક જેવા સર્વભૂતહિતને માટે નિરંતર જાગૃત અને હિંદુસ્થાનના હિમાયતી ઉત્પન્ન થયા તે રાષ્ટ્ર માટેની અમારી કૃતજ્ઞતા કર્ઝન, રીડ, મિલ્નર કિંવા કર્ઝન જેવા હિંદુસ્થાનના હિતશત્રુના કૃત્યથી અથવા બડબડથી થોડીજ કમી થનારછે ! ધર્મથીજ નહી પરંતુ રાજકારણથી પણ પૂર્ણપણે હિંદી બનેલા બિસેંટબાઇ જ્યાંસુધી હોમરૂલનું નિશાન લઇને દેશનાં આ છેડાથી તે છેડા પર્યંત ફરે છે ત્યાંસુધી અમે શ્રદ્ધાપૂર્ણ અને રાજનિષ્ટ રહીશું તેમાં શું સંશય ?

**સાહેબ**:—ભલે; વાદ તો પુષ્કળ થયો. ત્યારે હવે જેમ તમારા પ્રાચીન રજપૂત યોદ્ધાઓ યુદ્ધપછી પોતાના પ્રતિપક્ષી સાથે સ્નેહપૂર્વક ભાષણ કરતા

હતા, તે પ્રમાણે આપણે પણ શસ્ત્રાસ્ત્ર બાજુપર મુકી બેટીએં. હિંદી લોકોના પક્ષનું ઘણીજ ઉત્તમ રીતથી આપે સમર્થન કર્યું તેને માટે મ્હને સાનંદાશ્ચર્ય થાયછે. આપનું નામ કહેવાની મ્હેરબાની થશે કે ?

આ વિનંતીને માન આપી મ્હેં પોતાનુ નામનું છાપેલું "કાર્ડ" સાહેબના હાથમાં આપ્યું અને તેમનું પણ "કાર્ડ" માગ્યું. પરંતુ ગમે તે હોય, તે પોતાનું નામ વિદિત કરવા માટે નાખુષ દેખાયા. તેમણે કહ્યું, શું નામ? તમે મારૂં નામ વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ કરી મ્હારો સર્વત્ર તિરસ્કાર કરશો. પરંતુ મ્હારો આગ્રહ જોઇ અને નામ ગુપ્ત રાખવાનું વચન લીધા પછી તેમણે પોતાની નામપત્રિકા હસતાં હસતાં મ્હને આપી. તે વાંચીને હું તો આશ્ચર્યથી સ્થંભિતજ થયો. કારણ તે ગૃહસ્થ ઈંગ્રેજી વાંચનારા લોકોને નામથી સારી રીતે જાણીતા હતા. તેમની હિંદુસ્થાન સંબંધી કાળજી સર્વશ્રુત હતી. આવા પુરૂષે હિંદી લોકની નાલાયકી વિષે શા માટે વાદ કરવો જોઇએ એ ન સમજવાથી હું ગભરાઇ ગયો. મ્હારા મનમાંના વિચારનો તર્ક કરીને સાહેબે કહ્યું "કેમ ? આપને એટલું આશ્ચર્ય કેમ લાગ્યું ? આપ એવી રીતે ગભરાઈ જતા નહીં. કેવળ ગમ્મતને ખાતર તમારા મતની તીવ્રતા જોવા માટેજ મ્હેં વાદવિવાદ કર્યો. બાકી તમે સ્વરાજ્યને પાત્ર છો તેને માટે મ્હારી અગાઉથીજ ખાત્રી છે."

તે પછી અમે પુષ્કળ ગપ્પા માર્યાં, પરંતુ તેનો અત્રે ઉલ્લેખ કરવાનું કારણ નથી. છેવટે પ્હોંચવાના સ્થળે ઉતરતી વેળાએ સાહેબે મ્હોટા ઉલ્હાસથી હસ્તાંદોલન કર્યું તેમણે કહ્યું તમારા મહારાષ્ટ્રિય લોકો માટે અમને ઘણોજ આદર છે તમારા તિલકતો હિંદુસ્થાનના હૃદય છે. એવા બુદ્ધિવાન તથા કર્તૃત્વસંપન્ન પુરૂષને આયુષ્યનાં સાત વર્ષ કારાગૃહમાં રહેવું પડે નહીં એટલા માટે પણ તમને સ્વરાજ્ય મળવું જોઇએ.

# હિંદી સ્વરાજ્ય સંઘ.

( ૧ ) હિંદુસ્થાન માટે બ્રિટિશ સામ્રાજ્યાંતર્ગત ' હોમ રૂલ ' યાને સ્વરાજ્ય સનદશીર પદ્ધતિથી પ્રાપ્ત કરવું તથા ' હોમ રૂલ ' પ્રાપ્તિ અર્થે સમસ્ત દેશનો લોકમત કેળવવો તથા તૈયાર કરવો, એ આ સંઘનો ઉદ્દેશ છે.

( ૨ ) આ ચાલુ વર્ષ માટે સંઘના અધિકારીઓની નીચે પ્રમાણે નિમણુંક કરવામાં આવી છે:—

અધ્યક્ષ:—જોસેફ્ બૅપ્ટિસ્ટા, બી. એ., એલ. એલ. બી., એલ. સી. ઇ., બાર-ઍટ-લૉ.

ઉપાધ્યક્ષ:—લો. બા. ગં. તિલક, શ્રીયુત ગ. શ્રી. ખાપર્ડે, અને ઑ. બી. ડી. વી. બેળવી.

ખજાનચી—પ્રો. શીવરામ મહાદેવ પરાંજપે અને ય. વિ. નેને.

મંત્રિ:—રા. રા. નરસિંહ ચિંતામણ કેળકર. બી. એ. એલ. એલ. બી.,

સહાયક મંત્રિ:—રા. દા. વિ. ગોખલે, બી. એ. એલ. એલ. બી.,

( ૩ ) પૂર્ણ ૨૧ વર્ષ થયાં હોય તેવા કોઈપણ પુરૂષ અથવા ૨
તેમને ઉપલા ઉદ્દેશ માન્ય છે, તેવી લેખીત કબુલાત આ
સભાસદ થઇ શકાય છે. વાર્ષિક લવાજમ ઓછા

( મેમ્બર થવા માટે અરજી કરવાનો નમુનો. )

# હિંદી સ્વરાજ્ય સંઘ.



હું નીચે સહી કરનાર એમ જણાવું છું કે સ્વરાજ્ય સંઘના
મ્હને માન્ય છે. સંઘના ( લીગના ) સભાસદ થવાની મ્હારી ઈચ્છા
અને આ અરજી સાથે સને ૧૯ ના લવાજમ
તરીકે રૂ. ______ આપું છું.

સહી ______

સંપૂર્ણ નામ ______

વ્યવસાય ______

ઠેકાણું ______

---

પ્રકાશ છાપખાનામાં રા. રા. દામોદર સાવળારામ યંદે એમને
હોમરુલના સેક્રેટરીએ મુંબાઈમાં હોમરૂલ લીગની
ઑફીસમાં પ્રસિદ્ધ કરી.